---



**Real Patidar <mail@realpatidar.com>**



# GE 17 -Avichal Das Meeting dated 18-May-2011 - Report

**Real Patidar <mail@realpatidar.com>** **Tue, Aug 2, 2011 at 12:39 PM**
To: Real Patidar <mail@realpatidar.com>

See how, Avichaldas, the hindu religious leader, who openly certified Satpanth as Hindu Religion, but secretly acknowledges that it is a Muslim religion.
જુવો, કેવી રીતે અવિચલ દાસ, એક હિંદુ ધાર્મિક નેતા, જેણે ભલે જાહેરમાં સતપંથને હિંદુ ધર્મનું પ્રમાણ પત્ર આપ્યું છે, પણ વાસ્તવિકતામાં અંદર ખાને સતપંથણે મુસ્લિમ ધર્મનો ફાંટો ગણે છે.

------------------------------------------------------------------------------------------------------------------------------------------------------

---------- Forwarded message ----------
From: **Rameshbhai Vagadiya** <rameshbhaivagadiya@gmail.com>
Date: 2011/8/2
Subject: Fwd: Report
To: realpatidar@googlegroups.com

સર્વે સનાતની કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિજનો જોગ

આપ સૌ સુવિદિત છો કે થોડા સમય પહેલાં સંતશ્રી અવિચલદાસજી પાસે થી સત્પનથી ભાઈઓએ એક પત્ર મેળવ્યો હતો અને તે પત્રોની નકલો બનાવી ગામે ગામ મોકલાવી હતી. એ પત્રની અસર સનાતની ભાઈઓ ઉપર તો બિલકુલ નોતી થઇ છતાં પણ આપણી કેન્દ્રીય સમાજને અને તેના હોદ્દેદારોને એમ થયું કે તે પત્રનો કરારો જવાબ સંતશ્રી અવિચલ્દાસ્જીને આપીએ. તે પ્રમાણે એક પત્ર લખવામાં આવ્યો હતો પણ તે પત્રનો સ્વામી શ્રીએ સ્વીકાર કર્યો ન હતો. માટે તે પત્રને હાથો હાથ આપવા માટે કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી અને અન્ય હોદ્દેદારો અને સનાતન ધર્મ જાગૃતિ સમિતિના હિમ્મતભાઈ, પ્રેમજીભાઈ અને હું પણ સંત્શ્રીને રૂબરૂ મળવા તા.૧૮.૦૫.૨૦૧૧ ના મળવા ગયા હતા. તેનો રીપોર્ટ આ ઈમૈલ સાથે સંલગ્ન કરેલ છે તે આપ સૌ વાંચીને મનન સાથે ચિંતન કરજો અને તમારા પોતાનામાં સનાતન ધર્મ પ્રત્યે અને કેન્દ્રીય સમાજ પ્રત્યે ખુમારી, નિષ્ઠા અને નીડરતા આણજો એવી હૃદયપૂર્વક ની પ્રાર્થના છે.

સનાતન ધર્મ જાગૃતિ સમિતિ વતી

રમેશભાઈ વાગડિયા
બંગલોર
૧.૦૮.૨૦૧૧



--
----------------------------------------------------------------------------------------------------------
- Views expressed here are for the sake of discussion and knowledge only
- To fully understand the contents of this email, you may be required to read http://www.realpatidar.com/archives/series-1
- To know more or receive emails, visit www.realpatidar.com.
- Views expressed here are not necessarily of Real Patidar or subscribed by Real Patidar.

--------------
BEWARE !! BEWARE !! - Phishing attacks:
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com are NOT related to the www.realpatidar.com, the original Real Patidar
----------------------------------------------------------------------------------------------------------



**GE 17 -Avichal Das Meeting dated 18-May-2011 -Report -P.pdf**
493K

# શ્રી અવિચલદાસ, સારસાવાળા સાથે પીરાણા સતપંથ બાબતે થયેલ... અ.ભા.ક.ક.પા. સમાજના વડીલોની એક મુલાકાત.



## રીપોર્ટ

આપ સૌ અ.ભા.ક.ક.પા. સમાજના સનાતની સભ્યો સુવિદિત હશો જ કે સારસા ના ગાદીપતિ શ્રી અવિચલદાસજીએ આપણી કેન્દ્રીય સમાજને થોડા વખત પહેલાં એક પત્ર લખ્યો હતો. આ પત્રની નકલો સત્પનથી ભાઈઓએ ભારતભરના આપણા સનાતની ભાઈઓને મોકલાવીને તેનો દુરુપયોગ કર્યો હતો. આ પત્ર માં તેઓએએ જણાવ્યું હતું કે પીરાણા સતપંથમાં માનનારાઓ હવે મુસલમાન નથી રહ્યા અને પીરાણા સતપંથ ધર્મ એક હિંદુ ધર્મ છે વગેરે...વગેરે.... . અને તેથી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ (કેન્દ્રીય સમાજ)ના સનાતની ભાઈઓ જે અત્યારે સત્પનથી ભાઈઓને કનડગત કરે છે તે બંધ કરવી જોઈએ.

આ સંદર્ભે આપણી કેન્દ્રીય સમાજે રજી.પોસ્ટથી આ તેમને એક ટપાલ લખી હતી કે સતપંથી ભાઈઓને અમે કનડગત નથી કરતા બલ્કી સતપંથી ભાઈઓ કેન્દ્રીય સમાજને એવમ સમાજના સનાતની ભાઈઓને ખોટી પોલીસ ફરીઆદો, ખોટી ચેરીટી કમીસનરને ફરીઆદો, અને ખોટા કોર્ટ કેસો કરીને કનડગત જરૂર કરી રહ્યા છે. પણ તેઓએ આ ટપાલનો સ્વીકાર ન કરવાથી તે ટપાલ પાછી ફરી હતી. તેથી તે ટપાલ રૂબરૂ પહોંચતી કરવા માટે કેન્દ્રીય સમાજના હોદ્દેદારો ને સનાતન ધર્મ જાગૃતિ સમિતિના ભાઈઓ તા.૧૮.૦૫.૨૦૧૧ (18 May 2011) ના રોજે તેમને મળવા ગયા હતા. તે સરવે ભાઈઓ ના નામો નીચે મુજબના છે.

૧. શ્રી રામજીભાઈ કરમશી નાકરાણી અ.ભા.ક.ક.પા. સમાજ પ્રમુખ
૨. શ્રી દેવજીભાઈ રામજી ભવાણી અ.ભા.ક.ક.પા. સમાજ ઉપ-પ્રમુખ
૩. શ્રી ગંગારામભાઈ હીરાલાલ સાંખલા અ.ભા.ક.ક.પા. સમાજ ટ્રસ્ટી શ્રી
૪. શ્રી હિંમત ભાઈ રતનશી ખેતાણી (અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમિતિ)
૫. શ્રી રમેશભાઈ માવજીભાઈ વાગડિયા (અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમિતિ)
૬. શ્રી પ્રેમજીભાઈ ભાણજી કેશરાણી (અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમિતિ)
૭. શ્રી કરસનભાઈ શામજી સેંઘાણી (સુરત સમાજના પ્રમુખશ્રી)
૮. શ્રી પુંજાભાઈ (અ.ભા.ક.ક.પા.સમાજના માજી હોદ્દેદાર શ્રી)

આ મુલાકાત દરમ્યાન તેમની સાથે નીચે પ્રમાણે નો વાર્તાલાપ થયો હતો.

**૧. પત્ર મુકવા પાછળના કારણો:** સૌ પ્રથમ તેઓ ને પૂછવામાં આવ્યું હતું કે અમારા ઉપર આક્ષેપ મુકાતો પત્ર લખવાની આપશ્રીને ફરજ કેમ પડી? તેનાં જવાબમાં સંતશ્રીએ કહ્યું હતું કે ક્યાંકતો શુરુઆત કરવી જ પડે ને એટલા માટે મેં ટપાલ લખી હતી. પણ સ્વામીજી આપશ્રીએ એક તરકું સાંભળીને હકીકત જાણ્યા વગર આમ લખવું ન જોઈએ કારણકે તે ટપાલનો ગેરઉપયોગ થાય છે તેમ આપણે જણાવ્યું હતું.

**૨. જ્ઞાતિનો સાચો ઇતિહાસ:** આપણા તરફથી સ્વામીશ્રીને આપણી કેન્દ્રીય સમાજ અને આપણી જ્ઞાતિનો સાચો ઇતિહાસની ઝાંખી કરાવતાં જણાવ્યું હતું કે પીરાણા સતપંથ ધર્મની સ્થાપના બાવા ઈમામાંશાહ (ઈમામુદ્દીન)એ નહિ પણ તેનાં દાદા પીર સદ્રદ્દીન સાહેબે કરી હતી જેને ખોજાઓ તેમના ધર્મગુરૂ માને છે. તેના જવાબમાં સ્વામીશ્રીએ કહ્યું કે મને તેના ઇતિહાસ ની બધીએ ખબર છે.



**૩. ઈમામશાહનો મુખ્ય હેતું મુસલમાન બનાવવાનો:** ઈરાનથી આવેલા તે સૈયદો એ પીરાણા સતપંથ ની સ્થાપના કરવાનો મુખ્ય હેતુ અને ઈરાદો એ જ હતો કે હિન્દુઓ ને મુસલમાન ધરમ તરફ વટલાવવા. તે વાત ની સ્વામીશ્રીએ પણ પુષ્ટિ આપી હતી અને તે વાત થી સ્વામીશ્રી એક વખત નહિ પણ મુલાકાત દરમ્યાન અનેક વખત સહેમત થયા હતા. પોતાના સ્વમુખે કહ્યું કે માને બધી ખબર છે કે સતપંથ ધર્મ હિંદુઓને મુસલમાન બનાવા માટેજ રચવામાં આવ્યો છે.

**૪. કેન્દ્રિય સમાજ સતપંથીઓની સમાજ નથી:** કેન્દ્રીય સમાજ અને જ્ઞાતિના ઈતિહાસની વાત આગળ વધારતાં આપણે જણાવ્યું હતું કે અમારી આખી જ્ઞાતિ એક સમયે પીરાણા સતપંથ ધર્મને જ અનુસરતી હતી અને તેથી અમારી ઓળખ અન્ય હિંદુ જ્ઞાતિઓ માં એક મુમના મુસલમાન તરીકે થતી હતી અને કચ્છમાં તેઓ અમારી જ્ઞાતિથી આભડછેટ રાખતા હતા. આ કલંકને ભુંસવા માટે થઈને જ અમારા સુધારક વડીલોએ તે પીરાણા સતપંથ ધર્મથી અને સતપંથ સમાજથી છેડેચોક જઈને છેડો ફાડ્યો હતો અને સનાતની ઓળખ ધરાવતી અમારી કેન્દ્રીય સમાજની સ્થાપના કરી હતી. તો તે સમાજ સતપંથીઓ ની સમાજ કેમ થઇ સ્વામીજી અમોને સમજાવો કે તે સમાજ સત્પન્થીઓની કેમ થઇ? સ્વામીજી પાસે આનો કોઇ જ જવાબ ન હતો. હોય પણ ક્યાંથી?

**૫. સમાજ સ્થાપના પાછળના મુખ્ય ઉદ્દેશો:** સ્વામીજી અમારા સુધારક વડીલોએ ૧૯૬૦માં અમારી કેન્દ્રીય સમાજની વિધિવત સ્થાપના કરી ત્યારે સ્થાપના ત્રણ મુખ્ય ઉદ્દેશો હતા.

**અ. પીરાણા સતપંથને અનુસરીને જ્ઞાતિ પર લાગેલ મુમનાપણાનું કલંક ભૂંસવાનું. (તેથીજ અમારા વડીલોએ પીરાણા સતપંથ અને સતપંથ સમાજ સાથે સદંતર છેડો ફાડેલો)**

**બ. સતપંથ ને ત્યાગીને પુન: સનાતન ધર્મ અંગીકાર કરેલા જ્ઞાતિના સનાતાનીઓના હિતોની રક્ષા કરવાનું.**

**ક. ક્રમશ: જ્ઞાતિ માટે કલંકિત પીરાણા સતપંથ થી આખી જ્ઞાતિને છેડો ફડાવી સનાતન ધર્મ તરફ વાળવાનું.**

**૬. સનાતાનીઓની ઉદાર નીતિ:** પણ અફસોસ, કે ૧૯૮૫ સુધી મહદ અંશે જ્ઞાતિની ૮૦-૮૫ ટકા વસતી સનાતની બની ગઈ, પણ બાકીની ૧૦-૧૫ ટકા કોઈ અકળ કારણસર જ્ઞાતિ માટે કલંકરૂપ, સૈયદો એ સ્થાપેલ પીરાણા સતપંથ ધર્મને આજ દિવસ સુધી વળગી રહી. હા, અમારી ઉદાર નીતિઓને લીધે પોતાને હિંદુ ઓળખાવવા માટે થઈને કેન્દ્રીય સમાજની આડસ જરૂર લીધી અને તે પણ સમાજના સનાતાનીઓના ભોગે તે વિચારવા જેવી વાત છે સ્વામીજી.

**૭. હિંદુ ગુરુને કેમ નથી અપનાવતા?:** સ્વામીજી, તમે કહો છો કે હવે સત્પન્થીઓ મુસલમાન જેવા નથી રહ્યા તો પછી તેઓ શામાટે આજે પણ કબરની પૂજા કરેછે? શામાટે તેઓ ઈમામશાહને તેમના ધર્મગુરુ માને છે? તમે કહો છો કે અમે તેમના સાહિત્યોમાં ફેરફારો કરાવી ને તેમને મુસલમાનો થતા બચાવ્યા છે. તો સ્વામીજી અમારા સુધારક વડીલોએ શું કર્યું? એજ કામ કર્યું છે આખી જ્ઞાતિને મુસલમાન થતા બચાવી છે. તે કેમ કરી શક્યા? તમને ખબર છે? એનું કારણ એજ છે કે પીરાણા સતપંથ ધર્મને સદાયને માટે તિલાંજલિ અને સનાતન ધર્મનો અંગીકાર કરીને કેન્દ્રીય સમાજની સ્થાપના. સ્વામીજી તમે શું આવું કરી શકો? અમારી જ્ઞાતિ ઉપર જો તમોને ઉપકાર કરવો હોય તો, છોડાવી દો પીરાણા સતપંથ ધર્મ એ લોકોને, છોડાવી દો બાવા ઈમામાંશાહને તેમના ધર્મગુરુ તરીકે અને જહેર કરાવો તમોને કે સંતશ્રી અવિચળદાસ તેમના ધર્મગુરુ છે, (અમોને ચાલશે) અને પછી જોજો અમે એ લોકોને દુધ માં સાકર ભળે તેમ ભેળવી દેશું અમારી કેન્દ્રીય સમાજમાં. આના જવાબમાં સ્વામીજી કોઈ જવાબ પણ આપી ન શક્યા.



**૮. ગુરૂ વ્યભિચારી હોય તોય છોડે નહી:** **મુલાકાત દરમ્યાન સ્વામીજીએ પોતાના મુખે એ વાતનો એકરાર અનેક વખત કર્યો કે બાવા ઈમામશાહે હિન્દુઓને વટલાવવા માટે થઇ ને જ આ સતપંથ ધર્મની સ્થાપના કરી હતી.** અને આજના સતપંથીઓ તમે કહો છો કે તેઓ હવે મુસલમાન જેવા નથી રહ્યા તો પછી સ્વામીજી શામાટે તેઓ હજી પણ બાવા ઈમામ્શાહને તેમના ધરમગુરુ તરીકે માને છે તેના જવાબમાં સ્વામીજીએ અમોને કહ્યું કે એક વખત કોઈ માણસ કોઈને પોતાનો ગુરૂ માની લે ત્યાર પછી તે ગુરૂ વ્યભિચારી બની જાય તો પણ ગુરૂ તરીકે તેમને છોડતા નથી. તેવીજ રીતે આ લોકોનું છે તેઓ પણ બાવા ઈમામાંશાહને તેમના ધર્મગુરૂ તરીકે છોડવાના નથી.

**૯. હાલની બગડેલી હાલતના જવાબદાર અવિચલદાસ જેવા ધાર્મિક નેતા છે:** સ્વામીશ્રી અવિચલ્દાસજીએ અમોને જણાવ્યું કે અમોએ વિશ્વ હિંદુ પરિષદની સાથે મળીને આ સતપંથી લોકોને પૂર્ણ મુસલમાન ન બની જાય તેના પ્રયત્નો અમે કરાવ્યા છે. અમારા પ્રયત્નો ને લીધે તેઓના આચરણો હવે મુસલમાન જેવા નથી રહ્યા. ઈમામાંશાહ બાવા રોઝા ટ્રસ્ટ છે તેના મુઝાવર (ગાદીપતિ) તરીકે આજે નાનક્દાસ કાકા છે તે ટ્રસ્ટ ની વધારે પડતી આવક હિન્દુઓની થતી હતી તે સૈયદોના હાથમાં ચાલી ન જાય તેમાટે અમોએ આ લોકોને નવા ટ્રસ્ટ બનાવવાની ભલામણ કરી અને હવે તેમાંની મોટી આવક અમોએ તે ટ્રષ્ટમાં વળાવી. પરિણામે સૈયદોને હવે ઓછો ભાગ જાય છે. તેના જવાબમાં અમોએ જણાવેલ કે સ્વામીજી, અમારા સુધારક પૂર્વજોનો અને આજે અમારો પણ અભિગમ એજ છે કે પીરાણા ને માનતા અમારી જ્ઞાતિના લોકો પીરાણા સતપંથ ને સદાયને માટે તિલાંજલિ આપે અને અમારા શ્રીલક્ષ્મીનારાયણ સનાતન સંપ્રદાયના પ્રવાહમાં ભળી જાય તો અમોને વાંધો નથી. તે વખતે આપણા વડીલ શ્રી દેવજીભાઈ રામજીએ સ્વામીજીને બહુજ સરસ વાત કરી કે

**“સ્વામીજી અમારા વડીલોએ સતપંથ ધરમ સાથે છેડો ફાડીને સન ૧૯૮૫ સુધી ૮૫% જ્ઞાતિને સનાતની બનાવી શકી પણ ત્યાર પછી કરસનકાકા પીરાણા ની ગાદીએ આવ્યા પછી તમારા જેવા સંતોએ પીરાણા સતપંથ ધરમ હિંદુ ધરમ છે તેવો ઢંઢેરો પીટવાનું ચાલુ કરી દીધું. તેનું પરિણામ એ આવ્યું કે જે જ્ઞાતિ ૮૫% પીરાણા સતપંથ છોડીને સનાતની બની ગઈ હતી તેના થી વધીને ૮૬% ન**

**થઇ પણ ૮૪% જરૂર થઇ ગઈ. ખરું કહીએ તો અમારી જ્ઞાતિને ૧૦૦% સનાતની બનાવવાનું જે અમારું લક્ષ હતું તેના ઉપર પાણી ફરી વળ્યું તેના જવાબદાર તમે અને તમારા જેવાં અન્ય સંતઘણ છો.”**



**૧૦. સતપંથ ધર્મ હિંદુ ધર્મ છે તો બાકી લોકોને તે ધર્મ પાળવા કેમ નથી કહેતા:** તે વખતે સ્વામીજીને અમોએ એ પણ પૂછ્યું કે તો શું સ્વામીજી પીરાણા સતપંથ ધરમ હિંદુ ધરમ છે એટલે અમે ફરી પાછા પીરાણા સતપંથ માં જોડાઈ જઈને ફરી પાછા મુમના બની જઈએ? તેના જવાબમાં સ્વામીજીએ કહ્યું કે હું એમ ક્યાં કહું છું? તે વખતે હિમ્મત ભાઈએ સ્વામીશ્રીને ટકોર પણ કરી કે પીરાણા સતપંથ હિંદુ ધર્મ છે એમ જો અમારા વડીલોને કોઈએ કીધું હોત તો તે પવિત્ર ધર્મને અમારા વડીલોએ છોડ્યો ના હોત. કટાક્ષ કરતાં તેમને કહ્યું કે, તે ધર્મ ને છોડીને ખરેખર અમારા વડીલોએ મોટી ભુલ કરી છે અને આજે તે ભૂલને લીધે અમોને હેરાન-પરેસાન થવું પડે છે. તેના જવાબ માં સ્વામીજી હસી પડ્યા હતા.

**૧૧. ખોટી કનડગત કરનાર સતપંથીઓજ છે:** સ્વામીજી, ખોટી પોલીસ ફરીઆદો, ખોટા ઉપજાવી કાઢેલા કોર્ટ કેસો તો આ સત્પનથી ભાઈઓ અમારા પર કરી રહ્યા છે, તો હેરાન–પરેસાન તો તે સત્પનથી ભાઈઓ અમોને કરી રહ્યા છે. પણ તમે તમારા પત્રમાં અમોને ભલામણ કરો છો કે સનાતની ભાઈઓએ સતપંથી ભાઈઓને કનડગત ન કરવા. આમ શામાટે સ્વામીજી? તો તેના જવાબમાં સ્વામીજીએ કહ્યું કે ખરેખર આ વાતથી હું અજાણ છું. હું સત્પનથી ભાઈઓને પૂછી જોઇશ.

**૧૨. સ્વામીજી મુંજાઈ ગયા:** આવી ગણી બધી દલીલો તે વખતે સ્વામીજી સાથે થઇ હતી. પણ અંતે કોઈ નિષ્કર્ષ પર આવી શક્યા ન હતા. દોઢેક કલાકના વાર્તાલાપ પછી સ્વામીશ્રીએ જણાવ્યું કે હવે મને બીજું કામ છે, અત્યારે હું વધારે સમય આપી શકું એમ નથી એમ કહીને તેઓ મીટીંગ કક્ષમાંથી ઉઠીને ચાલ્યા ગયા.

**તો કેન્દ્રીય સમાજના સનાતની ભાઈઓને અત્યારે એ વિચારવાનું છે કે:**

**અ. કે સંત અવિચલદાસજીની એ ટપાલનું વજુદ કેટલું?**

**બ. જે સંત પોતે એ વાતનો ઈકરાર કરતાં હોય કે પીરાણા સતપંથ ધર્મના સ્થાપક મુસલમાન હતા અને તેનો શુરુઆતથીજ મુખ્ય હેતુ હિન્દુઓને વટલાવવા માટેનો હતો, તેવા પીર ઈમામાંશાહ બાવાને જે લોકો આજે પણ આરાધ્ય દેવ અને ધર્મગુરુ તરીકે માનતા હોય તેવા ધર્મને આવા કહેવાતા સંતશ્રીઓ શામાટે હિંદુ ધર્મ તરીકે ખપાવે છે? સનાતાનીઓ અને સતપંથીઓ વચ્ચે વિવાદને જાગતો રાખીને સ્વામીજી પોતાનો રોટલો તો શેક તા નથીને?**

ક. શું પીરાણા સતપંથ ધર્મીઓની કોઈ છુપી સાજીસતો નથીને કે સનાતની બની ચૂકેલી આપણી જ્ઞાતિ  ફરીપાછી પીરાણા સતપંથને માનતી થઇ જાય અને ત્યાં અંધશ્રદ્ધાથી દશોન્દ વિશોન્દ આપતી થઇ  જાય. અને તેવી આવકથી લાગતા-વળગતાઓને ઘી-કેળાં થઇ પડે.

ડ. કેન્દ્રીય સમાજની ધાર્મિક બાબતે નાલેશી અને આર્થીક બાબતે પડતી થાય તેવું તો આ સતપંથી ભાઈઓ નથી ઇચ્છતા ને? એવી શંકા કરવી અસ્થાને તો નથી જ. કારણકે કેન્દ્રીય સમાજને નીચા જોવાપણું થાય તેવું તો આ સતપંથી ભાઈઓ એકેય મોકો ચુકતા નથી. દાખલા તરીકે છાસવારે સનાતની ભાઈઓ પર ખોટા કોર્ટ કેસો, ખોટી પોલીસ ફરીઆદો, સમાજ વિરૃદ્ધ ચેરીટી કમીસનરને ફરીઆદો, સ્વર્ણિમ મહોત્સવ સફળ ન થાય તેમાટે રાજ્યપાલશ્રીને ખોટી ફરિયાદ કરતા રહ્યા છે. આમ કરવાનું એ પણ કારણ છે કે આ સતપંથીઓએ આપણી કેન્દ્રીય સમાજને પોતાની સમાજ ગણી જ નથી.

કહેવાતા આપણા સત્પનથી ભાઈઓ આપણને હેરાન–પરેસાન કરવા માટે પોતાને જે કરવું હોય તે કર્યે જ જાય છે.

1. ત્યારે પ્રશ્ન એ છે કે તેની સામે આપણે શું કરીએ છીએ?
2. શું હાથ બાંધી ને બેસી રહેશું?
3. મા સમાન આપણી કેન્દ્રીય સમાજનું અસ્તીત્વ જયારે જોખમમાં હોય ત્યારે આપણે હાથ બાંધીને બેસી રહેશું તો આપણા જેવા નપાવટ, નગુણા, પુરૂષત્વ વિનાના બીજા કોઈ નહિ હોય તે વાત ચોક્કસ છે.

## વિચારી જોજો ચિંતન કરી જોજો.

અ.ભા.ક.ક.પા. સનાતન ધર્મ જાગૃતિ સમિતિ વતી,

રમેશભાઈ માવજીભાઈ વાગડિયા.

તારિક: ૦૨ ઓગસ્ટ ૨૦૧૧
સ્થળ : બેંગલોર